શ્રી.

# સિતા વિવાહ.

રચનાર

નાથજી નૃસિંહરામ પંડ્યા.

કપડવણજના.

પેહેલી આવૃતિ ૧૦૦૦ પ્રત.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૫.——સને ૧૮૮૯.



કિંમત બે આના.

૪૧૫૪૮

શ્રી.

# સિતા વિવાહ.

રચનાર

નાથજી નૃસિંહરામ પંડ્યા.

કપડવણજના.

પેહેલી આવૃતિ ૧૦૦૦ પ્રત.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૫.——સને ૧૮૮૯.



કિંમત બે આના.

૪૧૪૮

॥ શ્રી. ॥

# સિતાવિવાહ.

## ગીત ૧ લું.

"વરઘોડો વિઠલેશનો" એ રાગ.

શ્રી શંકર સારદ નમુંરે, પ્રેમે લાગુ પાય;
રસના વશી વાસ પુરજોરે, વરણું જાનકીજીનો વિવાય.
મંગળ ગીત ગાઇએ. ૧
મિથુલા નગરીનો રાજિયોરે, જનક રાય ભુપાળ;
તેની સુતા સિતાજી સતીરે, થઇ પરણુવા જોગડી બાળ. મંગળ. ૨
ફરશુરામજી એક સમેરે, આવ્યા જનકપુર સાર;
શિવનું ત્રંબક ધનુષ હતુંરે, તે ખાંધેથી મુકયું રાય દ્વાર. મંગળ. ૩
ભૃગુપતિ સુત જોઇનેરે, દીધાં જનકે માન;
જમવાને તેડી ચાલિયારે, બેઠા કરવાને ભોજન પાન. મંગળ. ૪
કોમળ કંન્યા રાયનીરે, જાનકી રમતાં બહાર;
ધનુષ લેઈ ઘોડો કર્યોરે, રમે ચોકમાં હરખે અપાર. મંગળ. ૫
ફરશુ જમીને આવિયારે, દીઠું ધનુષ નહિ આપ;
એવે રમતાં દીઠાં જાનકીરે, દેખી વિસ્મય પામ્યા અમાપ. મંગળ. ૬

રાયને કહેવા લાગિયારે, શિવ ધનુષ છે પ્રચંડ;
હજાર હાથીથી હાલે નહિંરે, કંન્યા તે લેઇ રમતી અખંડ. મંગળ. ૭
જોવાને રાય આવ્યા બારણેરે, સિતાજી રમતાં જ્યાંય;
ત્યારે ધનુષ મુકી ચાલિયાંરે, આવી પેશી ગયાં ઘર માંય. મંગળ. ૮
ભ્રગુપતિ કહે ભૂપનીરે, પણ તમે લ્યો એક;
જે પણ પાળે તેહનેરે, દેવી કન્યા કરીને વિવેક. મંગળ. ૯
પણજી એવા ધનુષનીરે, ચઢાવે જે બળવાન;
એમ સ્વયંવર જીતે સહીરે, તેને દેજો કંન્યાદાન. મંગળ. ૧૦
એવું કહિ ભ્રગુ ચાલિયારે, ગયા પોતાને દ્વાર;
તે દિવસેથી ધનુષ રહ્યુંરે, રાજા જનક તણે દરબાર. મંગળ. ૧૧
તેહ સિતાનો સ્વયંવરરે, કરવાને જશ્રદાય;
તેડાવ્યા મોટા ભુપતીરે, તેની નાથજી વરણું કથાય. મંગળ. ૧૨

---

## ગીત ૨ જું.

"આવિ છે બાણુંને માંડવેરે, જાદવ કુળનીરે જાન"—એ રાગ.

લખિ દેશે દેશ કંકોતરીરે, આવિ મળિયા રાજાન;
આપ્યા ઉતારા સર્વનેરે, જેવાં જેહનાં માંન. ૧
સૈન્ય ગળ્યું બધા રાયનુંરે, ભીડ થઇ પુરમાંય;
ચાલવા માગ મળે નહિંરે, શોભા વાધતી ત્યાંય. ૨
નગર વિશે કેટલા રહ્યારે, કેટલા રહ્યા બાહાર;
વન ઉપવનમાં વસ્તિ થઇરે, આવ્યા રાય અપાર.
જનક પ્રધાન બધે ફરીરે, આપે તૃણ જળ અંન;

હરકત પડવા ન દે કદીરે, સોનાં સાચવે ગંન. ૪
રામ લક્ષ્મણ પણ આવિયારે, વિશ્વામિત્રની સાથ;
નગર પાસે ઉપવન વિશેરે, વાસો વશિયા સનાથ. ૫
સુંદર સ્થળ શોધિ કાઢિયુંરે, તરૂ છાયા મહાન;
આશ્રમ ત્યાં મુનિ સાથમાંરે, કીધો શ્રી ભગવાન. ૬
સ્નાન કરી વિર બે જણેરે, નિત્ય કર્મને કીધ;
ઉપવન જોવાને ચાલિયારે, બંને વિર પ્રસિધ. ૭
તરૂ ફળને ફુલ શોભતાંરે, બોલે ઝીણેથી મોર;
આનંદથી કરે વાતડીરે, બંને ભ્રાત કીશોર. ૮
એવામાં ઉમયાજી પુજવારે, આવ્યાં જનક સુતાય;
રખવાળિ છે ઘણી સુંદરીરે, સાથે આપવા સહાય. ૯
દેવળમાં પોતે પરવર્યાંરે, વિનવ્યાં બહુ માત;
પુજ્યા પછી કીધી આરતીરે, શિર નામ્યું પ્રભાત. ૧૦
પોતે પોતાના રૂપનેરે, પુજ્યું પ્રેમ સહીત;
મા તમે વર રૂડો આપજોરે, એમ માગિયું સીત. ૧૧
પુજ્યાં પારવતિને પ્રીતશુંરે, સતિ આવિયાં બાહાર;
સરખી સાહેલિના સાથમાંરે. વિણે પુષ્પ અપાર; ૧૨
સાત વરસની કન્યકારે, દિસતી રતિ રૂપ;
હાસ્ય કરે સખિ સાથમાંરે, જેમ માયા સ્વરૂપ. ૧૩
એવે સિતાજીએ દુરથીરે, દેખ્યા સુંદિર શ્યામ;
સરોવર પાસે ઉભા રહ્યારે, લાજે કોટિક કામ. ૧૪
તરૂની ડાળી એક હાથમાંરે, બીજો હાથ છે લંક;

મોહ પામ્યાં રૂપ જોઈનેરે, થયાં માત નિશંક. ૧૫
રામે જોયું રૂપ જાનકીરે, મોહ પામિયા આપ;
પ્રીતી પરસ્પર ઉપનીરે, હેત વાધ્યાં અગાપ. ૧૬
સુરતી રૂદેમાં રગી રહીરે, એક એકની સીષ;
ધર્મ વિચારી રામે ત્યહાંરે, ચિત ચોકશ કીધ. ૧૭
સિતા કહે સખિ જો પેલારે, બંને રાજ્ય કિશોર;
ગૌર શ્યામ છબિ ઓગનારે, રૂપે છે ચિત ચોર. ૧૮
કેના હશે એ બાળકારે, કયમ આવ્યા આ ઠામ;
નકી કરવા સખિ મોકલીરે, જ્યાંહાં ઉભા છે રામ. ૧૯

---

## ગીત ૩ જું.

"વડુંરે પાટણ વડું ધોળકું, કોઈ માળવે જાયરે"—એ રાગ.

મુસ્તક નામિ કહે સખિ, જ્યહાં લક્ષમણ રામરે;
કોના છો પુત્ર તમે સ્વામિ, કયમ આવ્યા આ ઠામરે. ૧
સાચું કહો મારા સમ છે, કયે નગર નિવાસરે;
સાંભળી રઘુવર બોલિયા, મુખથી કરિ હાસ્યરે. ૨
નગર અયોધ્યા દુર છે, રાય દશરથના તનરે;
હું રામ ને આ લક્ષમણ, બંને ભ્રાત સુમનરે. ૩
વિશ્વામિત્ર મુનિ આવિયા, સ્વયંવર જોવા કાજરે;
સાથે તેડી અમને લાવિયા, કરિ આગ્રહ આજરે. ૪
સુણિને સાહેલી પાછી ફરી, આવિ જાનકી પાસરે.
વાત સાંભળવાને સજ થયાં, સતિ પામ્યાં હુલાસરે. ૫

કહેછે સખિ અવધપુરીના, રાય દશરથના તંનરે;
રામ લક્ષ્મણ બે વીર છે, ગુણ રૂપે રતંનરે. ૬
સુંદર શ્યામ સ્વરૂપ છે, બાઇ આપના જોગરે;
વર એ મળે મન ભાવતો, એવો સાધજો યોગરે. ૭
સાંભળી વચન કુમારિકા, મન વાત વિચારીરે;
પણ ભય ચિંત થઇ રૂદે, પિતા પણને સંભારીરે. ૮
વળિ વળિ વિનવે છે શિવને, કરજો ઉમિયાજી સહાયરે;
પુરવના પુન્ય યોગે કરી, વર રામ પમાયરે. ૯
એમ કરે શોચ જાનકી, જુએ રાજ્ય કુમારરે;
પુછે લક્ષ્મણ જોડી હાથને, નિજ સંશય સારરે; ૧૦
કોની કંન્યા રઘુ નાથજી, હશે આ સુખદાયરે;
રૂપ અનૂપ રતી સમું, ઉપમા ન અપાયરે. ૧૧
બોલ્યા રઘુવીર વાહાલથી, સુણ લક્ષ્મણ વીરરે;
જનક કુમારી એ જાનકી, રૂપ ગુણે રૂચીરરે. ૧૨
પારવતીજીને પુજવા, આવિ રાયની બાળરે;
રૂપ એનું જોવા કારણે, બહુ આવ્યા ભુપાળરે. ૧૩
રઘુકુળના તન આપણે, મન નિર્મળ કીજેરે;
પરનારી સામું ન દેખવું, ધર્મશાસ્ત્રથી બીજેરે. ૧૪
સ્વપનામાં તેને ન દેખિયે, એવો ધર્મ પ્રકાશરે;
ચાલ્યા પછી બળિ ભ્રાત બે, આવ્યા મુનિવર પાસરે. ૧૫
સીતાજીએ પણ મનમાં, રાખી મૂરતી રામરે;
સખિયો સાથે તે પાછાં ફર્યાં, આવ્યાં રાયને ધામરે. ૧૬

---

## ગીત ૪ થું.

"ગણેશ પાટ બેસાડિયા, ભલાં નીપજે પકવાન"—એ રાગ.

કૌશિક મુનિ અહિં આવિયા, એવિ રાજાએ સાંભળિ વાત;
સભા સહિત સામા ગયા, રાય તેડવાને સાક્ષાત. ૧
વાગે વાજિંત્ર નાના રંગમાં, આવ્યા સર્વે તે વાડી માંય;
મુનિને કરિ સાષ્ટાંગ ભૂપતિ, બેઠા સભા સહુ ત્યાંય. ૨
રામ ને લક્ષ્મણ સરખા બે વિર, બેઠા મુનીવર સાથ;
રૂપ જોઈ અદ્દભૂત પુછે, મિથુલા નગરિનો નાથ. ૩
કહો મુનીજી કોના તંનછે, ગૌર શ્યામ રૂપ રતંન;
કે શું રવી શશિ ઉતર્યા, રૂપ ધરીને મંન પ્રસંન. ૪
બ્રહસ્પતિ કે સુર ભૂપ છે, ઉમાપતિ રમાપતિ એહ;
મન હરખ્યું રૂપ જોઈને, મને વાધે બહુ સંદેહ. ૫
સુણી વચન એવાં ભુપનાં, પછિ બોલ્યા કૌશિક મુન્ય;
બળ પરાક્રમિ પુર્ણ રૂપ એ, દશરથ રાયના તંન. ૬
પ્રાક્રમ ગુણ ચરિત્ર ભુપને, કહ્યું મુનિયે ધરિ પ્રીત;
હરખ પામ્યા ઘણું રાયજી; વળિ શોકાતુર થયું ચિત્ત. ૭
રૂપ જોઇને સુખ પામિયા. પણ સંભારિ પામ્યા શીત;
પછિ નગરમાં આવિયા, તેડિ તેમને પ્રેમ સહીત. ૮
પુર સરવ શણુગારિયું, શેરી ચોટાં મંદિર ને ચોક;
મેડી અટારિયે રંગથી, નર નારી વધારે નોક. ૯
શિખરે શિખંડી નાચતા, દિસે કંચન કળસ અપાર;
જે પુરમાં લક્ષ્મી વસ્યાં, તેની શોભા તણો શો પાર. ૧૦

રચના રઘુવર જોઇને, બહુ પામિયા આનંદ;
ચાલે નગરમાં વીર બે, જાણ્યે ઊગ્યા સુરજ ને ચંદ. ૧૧
મોહન રૂપની મોહની, મોહિ મહિલા મિથુલા ગાંય;
ચિત્રાંગણ વત ચાતુરા થઇ, લેતિ ઓવારણાં ત્યાંય. ૧૨
આશિષ આપે અબળા બધી, વર પામજો એહ સિતાય;
સરખે સરખી જોડ છે, બેહુનિ એમાં સંદે નહિં કાંય. ૧૩
આવ્યા પછી રાજ્ય દ્વારમાં, મુનિને પુજ્યા મિથુલેશ;
રહેવા મંદિર આપ્યું શોભિતું, દિધાં ભોજન પાન વિશેષ. ૧૪
કંકોતરી લખિ હતિ અવધપુર, સ્વયંવરની સોય;
રામ વિયોગે દશરથ દુખિ હતા, તથિ આવ્યા નહિ કોય. ૧૫
ધન્ય જનક ભુપાળને, પ્રભુ આવિયા પુરવ પુન્ય;
લક્ષ્મીજી પુત્રી થયાં, પછિ રાયને શાની નુન્ય. ૧૬
લગ્ન મહુરત આવ્યાં ઢુંકડાં, થાય રાયને હરખ અપાર.
મંડપ રચિયો ચોકમાં, કહું શોભા તણો નહિ પાર. ૧૭

---

## ગીત ૫ મું.

"જનક રાયનેરે માંડવે"—એ રાગ.

મંડપ રચિયોરે ચોકમાં, મણિ કંચનનારે થંભ;
મોતિનિ શેરોની જાળિયો, શોભા અનુપમ રંગ.—
રાય રૂડેરોરે માંડવો. ૧
સિંહાસન છે સોના તણાં, રત્ન જડિત અમુલ્ય;
હારોહાર તે ગોઠવ્યાં, શોભે સર્વ અતુલ્ય. રાય. ૨

મેનાં મોર કારંડવો, બોલે મધુરાશા બોલ;
ત્રંબક મુક્યું છે મધ્યમાં, જેનો તોલ અતોલ. — રાય. ૩
દૂત મોકલ્યો તેડવા, આવ્યા રાય સમસ્ત;
બેઠા જ્યાં જેનો ઠામ છે, થઇને મનમાં મસ્ત. રાય. ૪
મુની સહિત ત્યાં આવિયા, દશરથ રાજકુમાર;
ગૌરશ્યામ બે વર્ણ છે, રૂપ ગુણ છે અપાર. રાય. ૫
રઘુકુળ દિપક જોઈને, મોહ પામિયા ભૂપ;
રૂપ ઝાંખાં સૌનાં થયાં, કીધાં મૌન સ્વરૂપ. રાય. ૬
મુનિ કૌશિક કેરા સાથમાં, સિંધાસન ઉપર સાર;
બેઠા ભ્રાત બે પ્રેમથી, હૈડે હરખ અપાર. રાય. ૭
ચિંતાતુર છે સૌ ભુપતિ, ધારે ધનુષ્ય મિથ્યાય;
કંન્યા દેશે એ રામને, કાંટી દીસે છે રાય. રાય. ૮
મંડપના એક ખંડમાં, બેઠાં જનક સુતાય;
પુષ્પ માળા છે હાથમાં, રૂપે પુર્ણું જણાય. રાય. ૯
આદિ માયા એ ઇશ્વરી, ઇંદિરા ગુણખાણ;
જગત જનુનિ જગદંબિકા, ઉત્પત્તિનું એંધાણ. રાય. ૧૦
સિંહાસન બેઠાં માવડી, જોતાં ચારેરે પાસ;
રઘુવરને જોઈ જાનકી, પામ્યાં મોહ ઉલાસ. રાય. ૧૧

---

## ગીત ૬ ઠું.

'સરસ્વતિ સ્વામિને વિનવું', 'અણુપત લાગતું પાયરે'—એ રાગ.

રાય રાણા સહુ આવિયા, ભાવિમા સજ્જને મનરે;

પણ રઘુવર ગુણ રૂપથી, ભુપતી પામ્યા છે પ્રસંનરે. ૧
ભાટ ઉઠયો જનકરાયનો, ગાયનો કેમાનં આજરે;
જનકે કર્યું પણ એક છે, ટેક છે ધનુષ્ય ચઢાવા કાજરે. ૨
ત્રંબક જેહ ચઢાવશે, આવશે વરવાને લાગરે;
સાંભળી શુધ વિસારિયા, હારિયા ભૂપતી ભાગરે. ૩
કઠણ ધનુષ્ય બળ જોઈને, ખોઈને બેઠા છે ધીરરે;
ગાંડા તે ગાંભ જુવે બધા, આપદા આવી છે શીરરે. ૪
કોઈકે કોદંડ ઝાલિયું, હાલિયું ના તવ પાછા બેઠારે;
હના ભરેલા જે ગરવના, સરવના હરખ પડ્યાછે હેઠારે. ૫
કેટલા કહે અભિમાનથી, માનથી ઉઠીશું આ વારરે;
જો ત્રંબક ચઢશે નહિં, તો અહિં માન જશે નિરધારરે. ૬
જનક રાજા તવ બોલિયા, સાંભળો ક્ષત્રીના તંનરે;
રાજેંદ્ર બળિયો હોય તે, ત્રંબક ચઢાવશે પાવંનરે. ૭
માટે ઉઠો કોઇ આ પળે, નીકળે ક્ષત્રીનું છાજરે;
પરણાવું આ સ્થળે જાનકી, જયાંનકી ત્રંબક તોડે આજરે. ૮
રાજા રાણા લાગ હારિયા, મારિયા ગરવ વધ્યાતા જેહરે.
તે સમે દશ મુખ ઉઠિયો, રૂઠિયો ત્રંબક પર તેહરે. ૯
અભિમાન કરિને ડોલિયો, બોલિયો ગરવે રાવણ રાયરે;
જનક આવ્યા કહે તું મને, કુમને ડોલાવિશ ક્યાંયરે. ૧૦
ત્યારે ત્રંબક દેખાડિયું, પાડિયું રાવણને જાણરે;
તેહને તોડશે જયાહરે, ત્યાહરે દેઉ સિતા નિરવાણરે. ૧૧
બોલ્યો રાવણ બેજાનમાં, માનમાં બળિયો હું કહાવુંરે;

કહુતો ધરા ઉંધિ નાંખિને, ચોકિને બ્રહ્માંડ ચાક ચઢાવુંરે. ૧૨
કૈલાસને મેં ડોલાવિયો, ફાવિયો ધનુષ્યના શા ભારરે;
ઉશિયો પછી બહુ હોવથી, રોષથી ઝાલ્યું ત્ર્યંબક સારરે. ૧૩
ત્યારે સિતાને ચિંતા થઈ, રાવણુ ચઢાવશે કો દંડરે;
શિવ ઉમિયાને આરાધિયાં, ભારને મુકિયો પ્રચંડરે. ૧૪
બાથ મારી રાજા રાવણે, તે ક્ષણે હાલ્યું નહિ કાંયરે;
હોઠ પીસે મહા ક્રોધમાં, શોધમાં ત્ર્યંબકની ત્યાંયરે. ૧૫
પરસ્વેદ આવ્યો શરીરથી, ધીરથી ઉચ્યું કીધ તેહરે;
નેત્ર થયાં લાલ તેહનાં, સ્વાસે ભરાણો છે દેહરે. ૧૬
ધનુષ્ય ઉંચું કર્યું તે ક્ષણે, લથડયું છે કરમાંથી ત્યાંયરે;
પૃથ્વી પડયું મહા જોરથી, રાવણુ ચંપાયો માંયરે. ૧૭
મહા દુખ પામ્યો અભાગિયો, લાગિયો કરવા પોકારરે;
રાય જનક શરણે તાહરા, માહરા પ્રાણુ જશે આ વારરે. ૧૮
રાજા જનક તવ બોલિયા, કયાં ગયું ક્ષત્રીનું નુરરે;
નક્ષત્રી ભ્રગુએ ધરા કરી, તે સાથે ગયાં પરાક્રમ શુરરે. ૧૯
ફોકટ ડોળને દાખિયા, રાખિ આ કંન્યા કુંવારી મારીરે;
રાણી જાયો દીઠો નહિં, સૌ અહિં બેઠા હિંમત હારીરે. ૨૦
ઉઠયો ન કો સુણિ બોધને, ક્રોધને પામ્યા છે સુરરે;
દેખું છું સર્વ નમાયલા, બાયલા બનિયા છે શુરરે. ૨૧

---

## ગીત ૭ મું.

"માંડવામાં કુણુ કુણુ સાજન બેઠારે"—એ રાગ.

સાંભળિને અઘટિત એવાં વચંનરે, થયાં લાલ લક્ષ્મણનાં લોચંનરે;
જે છે પોતે શેષ તણો અવતારરે, પળમાં ધારે તો કરે વિશ્વ સંહારરે. ૧
વાળ્યું પોતે વિરાસન દિસે જોધરે, બોલ્યા ગુરૂ પ્રત્યે કરીને ક્રોધરે;
કહ્યું કેમ આવું વચન મહારાજરે, લોપી એણે સભામાં આપણી લાજરે. ૨
ચોળી નાંખું ત્રંબકને આ ઠામરે, એવે સમસ્યા કીધી સુમિત્રીને રામરે;
પછિ બોલ્યા કૌશિક મુન્ય કૃપાળરે, ઉઠો રામ કાર્ય કરો તતકાળરે. ૩

---

## ગીત ૮ મું.

"આવિ છે બાંણુને માંડવેરે, જાદવ કુળનીરે જાન"—એ રાગ.

ગુરૂની આજ્ઞા લેઇ ઉઠિયારે, પ્રભુ પુરણ કામ;
રજનિયે રવિ જાણ્યે ઉગિયોરે, એવા સુંદિર શ્યામ. ૧
ચરણે નામ્યા ગુરૂ દેવનેરે, કોટી બ્રહ્માંડ ભૂપ,
ભૂપબધા મોહ પામિયારે, દેખિ રામ સ્વરૂપ. ૨
પલવટ પિતાંબરનો વાળિયોરે, શ્યામ તન સકુમાર;
ગુરૂનું વચન પ્રિતે પાળવારે, ચાલ્યા સુરજ કુમાર. ૩
ધનુષ્ય પાસે જઇ ઉભા રહ્યારે, પામ્યા વિસ્મે રાજંન;
ગભરાટ બહુ થવા લાગિયોરે, જાનકીજીને મંન. ૪
કઠણ ધનુષ્ય કેમ ઉપડેરે, છે સકોમળ કાય;
કોણ ગજું એ બાળનુંરે, તાત નિરદય થાય. ૫
'પણ' બોટું એમણે આદર્યુંરે, નથિ કેમ દયાય;
પરણું તો રામને પરણવુંરે, નહિ તો જીવ્યે શું થાય. ૬
પ્રાણ તજું મારા પલકમાંરે, વેરી બાપને કાજ;

એમ ચિંતાતુર જાનકીરે, દેખ્યાં રાઘવ રાજ. ૮
કેડ બાંધી કછ ભીડિયારે, પીતાંબરથી શ્રી રાગ;
ભુપતી સૌ ઝાંખા થયારે, ભુલ્યા પોતાની ભાગ. ૮
ડાબા તે પગને ઉંચો કરીરે, ડાબ્યો અંગુઠો આપ;
ઉંચું થયું અકસ્માતથીરે, ત્રિપુરારિનું ચાપ. ૯
ડાબે હાથે બળે ઝાલિયુંરે, પણુછ જગણેરે પાણુ;
સારથ થયા રઘુનાથજીરે, ધનુષ્ય તાણવા જાણુ. ૧૦
ચોંપે નમાવ્યું ચઢાવવારે, ડોલ્યા દશ દિગ પાળ;
છુટી સમાધી શિવનીરે, દેવને પડિ ફાળ. ૧૧
પૃથવી મંડળ બધું ખળભળ્યુંરે, શબ્દ વ્યાપ્યો બ્રહ્માંડ;
ત્ર્યંબક તોડયું શિવનુંરે, કીધા જુદા બે ખંડ. ૧૨
મુરછા પામ્યા તેથિ ભૂપતીરે, સભાગાંહિ સમસ્ત;
સિતા, જનક, રામ, કૌશિકરે, સુમિત્રી હતા સ્વસ્ત. ૧૩
ભાગ્યું ધનુષ્ય રઘુનાથજીરે, કીધાં ખંડ બે સાર;
જનક સુતા હરખ પામિયારે, વરત્યો જયજયકાર. ૧૪

---

## ગીત ૯ મું.

"લીલુડા વાંસની વાંસળીરે, આડે મારગે વાગતી જાય"—એ રાગ.

ધનુષ્ય ભાગ્યું રઘુનંદનેરે, થયો સર્વમાં જયજયકાર;
અપમાન પામિ રાવણુ ગયોરે, નિચું ઘાલીને લંકાં મોઝાર. ૧
મુરછા વળી સભા સર્વમાંરે, માંહોમાંહ કરે છે વિચાર;
કઠણુ સાયક કેમ ભાંગિયુંરે, દિસે બાળક આ સુકુમાર. ૨

વિશ્વામિત્રે રૂડે ચાંપિયારે, રઘુનંદન દીન દયાળ;
આજ્ઞા પિતા તણી લેઈનેરે, પછિ ઉઠી જનકની બાળ. ૩
વરમાળા ઝાલી છે હાથમાંરે, સોળે શણગાર સજિયા શરીર;
હંસ ગતિ સતિ ચાલતીરે, ગહા લક્ષ્મિ રૂપે ગતિ ધીર. ૪
જાણ્યે ઝબુકી વીજળીરે, એગ વાધિયું તેજ અપાર;
સિંહાસનેથી ઉતરીરે, જાય મહીપતિ ગળવા કુમાર. ૫
મોહ પામ્યા મોટા ભુપતીરે, દેખિ કંન્યાનું રૂપ રસાળ;
આવી શ્રી રઘુવર કંઠમાંરે, પ્રેમ લાવિ ઘાલી વરમાળ. ૬
ગુરૂની આજ્ઞાથી પાયે નમ્યાંરે, ત્યારે થઇ રહ્યો જયજયકાર;
દેવનાં દુંદભિ વાગિયાંરે, થઇ પુષ્પની વૃષ્ટિ અપાર. ૭
બેઠાં આસન જઇ જાનકીરે, વિશ્વામિત્રને કહે પછિ રાય;
અવધ પુરીમાં તમે લખોરે, રૂડી કંકોતરી સુખદાય. ૮
મુનિયે લખી દીધી તે પળેરે, કંકુ છાંટી કંકોતરી આજ;
આપિને દ્વિજવર મોકલ્યોરે, ચાલ્યો ઉતાવળો શુભ કાજ. ૯
દશરથ રાય ચિંતા કરેરે, સભા મધ્યે ગુરૂની સાથ;
કેમ કંઈ ખબર આવી નહિંરે, રામ લક્ષ્મણની મુનિ નાથ. ૧૦
એવામાં દ્વિજવર આવિયોરે; દીધિ કંકોતરી કરમાંય;
આશિષ દઈને ઉભો રહ્યોરે, કહેવા લાગ્યો કુશળતા ત્યાંય. ૧૧
રામ લક્ષ્મણ બંને આવિયારે, રાજા જનક તણે દરબાર;
ધનુષ્ય ભાગ્યું રામે સેહેલથીરે, સહુ ભૂપતી દેખતાં સાર. ૧૨
વરમાળ ઘાલિ સિતાજીએરે. વાધ્યો સરવમાં આનંદ વાદ;
કહ્યો પ્રણામ મિથુમેશેરે, કહ્યા કૌશિકે આશિરવાદ. ૧૩

સાંભળતાં હરખ પામિયોરે, દુખ વામિયા દશરથ રાય;
રામ સ્વયંવર જીતિયોરે, આજ આનંદ અંગ ન માય. ૧૪
ગુરૂને દીધી કંકોતરીરે, વાંચો વશિષ્ઠ કરિને વિવેક;
સાંભળતાં ચિત એકથારે, વાધ્યો હરખ સભામાં વશેક. ૧૫

---

## ગીત ૧૦ મું.

"રામ લક્ષમણ વનમાં સિધાવતા"—એ રાગ.

સ્વસ્તિશ્રી અવધપૂરી સોહામણી;
પુજ્ય પાવન ગુણનિધાન, મુકુટમણિમાન. વિવાની વધામણી;
બળ પ્રાક્રમ પુર્ણ પુનીત છો;
રાજો સર્વમાં રવિકુળ ભુપ, છે ધૈર્ય સ્વરૂપ. વિવાનિ. ૧
કેતુવત રવિકુળ રાજ્ય ખંડમાં;
વાસો વશિયાંછે લક્ષ્મિ અખંડ, પવિત્ર પ્રચંડ. વિવાનિ.
જશવંત સદા જગદીશ છો;
શોભા સહિત છો સત્ય સ્વરૂપ, અવધપુરી ભુપ. વિવાનિ. ૨
એવા પરમ પુનીત મહારાજશ્રી,
રાય દશરથ સુરતિ પાવંન, પ્રસન થયું મંન. વિવાનિ.
લખિતંગ મિથુલાપુરથી;
સેવક જનકનો માનો પ્રણામ, મંગળ થયું કામ. વિવાનિ. ૩
બળ પ્રાક્રમિ પુત્ર બે આપના;
આવ્યા મુજપુરમાં મહિનાથ, વિશ્વામિત્ર સાથ; વિવાનિ.
સ્વયંવરમાં ધનુષ્ય ભાગ્યું શિવનું,

પાળ્યું આવિને મુજ પણ રામ, છે પૂરણ કામ. વિવાનિ. ૪
વરમાળા ધાલી મુજ પુત્રિયે,
વધ્યો આનંદ અંગ અપાર, છે સુખિયા કુમાર; વિવાનિ.
શુભ લગ્ન કરવા રઘુવીરનાં,
જાન લેઇને પધારજો નાથ, તેડી બધો સાથ. વિવાનિ. ૫
પાવન કરવાને વહેલા પધારશો,
લેશો વિનતી એટલી મંન, અભય અજતંન; વિવાનિ.
થોડું લખિયું કોટિગણું ગાનજો,
છોજી ભૂપતિ ભાયગવંત, ધરાવજો ચંત. વિવાનિ. ૬

---

## ગીત ૧૧ મું.

"માંમેરૂ માંધા મૂલનું"—એ રાગ.

વાંચ્યો વશિષ્ઠે કાગળ વાહાલથી, સુણી હરખિયા દશરથ રાય;
આનંદ રંગ અંગમાં;
જાને આવવા સર્વને વિનવ્યું, દિધી વરધી પ્રધાનને ત્યાંય. આ. ૧
સૈન્ય તતપર સરવ રખાવિયું, ચાલી વાત પ્રજા હરખાય; આ.
ઉલટ વાધ્યો ઘણો મન ભરથને, શત્રુઘનને પણ હરખ ન માય. આ. ૨
રાયે વાત કરી રણવાસમાં, વાંચી કંકોતરી થઇ પ્રસંન; આ.
વાધ્યા આનંદ રાણિયો સર્વમાં, ઘણાં હરખ્યાં કૌશલ્યાજી મન. આ. ૩
ભાવે દ્વિજવર કરી સેવા કરી, એને સંતોષ્યો દેઈ ઘણું દાન; આ.
મંગળ ગીત ગવાય છે શેહેરમાં, રાયે સજ કરાવી જાન. આ. ૪
વળિ સૈન્ય સકળ શણગારિયું, લીધા હાથી ઘોડા સુખપાલ; આ.

જાને ચાલવા પડો વજડાવિયો, બધું સાજન મળિયું વિશાળ. આ. ૫
હાથી ઉપર બેસાડ્યા વશિષ્ઠને, રાય બેઠા છે રથ મોંઝાર; આ.
ચતુરંગ સેન્યા ત્યાંથી નીકળી, આવિ અવધપુરીની બહાર. આ. ૬
વાગે ઢોલ દદામા ને દુંદભી, ભારે થઈ રહ્યો જય જયકાર; આ.
કંઈ શૂરવીરો વિર વેશમાં, રત્ન જડિત પલાંણે તોખાર. આ. ૭
શુભ શુકન જોઇને ચાલિયા, આવ્યા મિથુલા નગરીની પાસ; આ.
આવ્યા દશરથ જાણ્યું વિદેહિયે, સાગા જાવા વધ્યો છે હુલાસ. આ. ૮
સૈન્ય લેઈ સાગા આવિયા રાયજી, સાથે આવ્યા ઘણા ધરા નાથ; આ.
ચરણે નામ્યા પેહેલાં જઇ વશિષ્ઠને, પછી ભેટયા દશરથરાય સાથ. આ. ૯
તેન જનકપુરી માંય લાવિયા, આપ્યું મંદિર શોભિતું સાજ; આ.
માંન આપ્યાં ઘણાં ઘણાં રાયને, તમો આવ્યે થયું શુભ કાજ; આ. ૧૦
રામ લક્ષમણ મળવાને આવિયા, પ્રથમ લાગ્યા ગુરૂને પાય; આ.
ચરણે નામ્યા પછીથી પિતા તણે, સૌને હૈડે હરખ ન માય. આ. ૧૧
કોશલ્યાને સુમિત્રા બેરાણિયે, રૂદે ચાંપિયાં પુત્ર રતંન; આ.
જેમ ધેનુ સુંઘે છે વછને, તેમ સુંધિયાં મસ્તક ધન્ય. આ. ૧૨
રાયે દશરથને આસન બેસાડિયા, પાસે બેઠાછે ચાર સુતંન; આ.
તેહ શોભા સહુ રહ્યા જોઇને, હરખ વાધિયો જનકને મન. આ. ૧૩
કહે જનક રાજા સુણો રાયજી, ચારે સુત પરણાવો મુજ ઘેર. આ.
સિતા ઊર્મિલા બે કન્યા માહરી, રામ લક્ષમણને દઉ હરખભેર. આ. ૧૪
વળિ માણ્ડવિ ને શ્રુતકીર્ત્તિ બે, મુજ ભ્રાતને કન્યાછે સાર; આ.
ભરત શત્રુઘ્નને આપુ ભાવથી, સુણી સભામાં થયો જયજયકાર આ. ૧૫
પીઠી ચોળિ વર કન્યાને વાહાલથી, કરે ભાવતાં ભોજન પાન; આ.

બધે મંગળ ગીત ગવાય છે, થાય લગ્ન સારૂ સાવધાન. આ. ૧૬
શુદ માગશર માસની પંચમી, કહ્યું વાર ભલો સોમવાર; આ.
શંભુ સુતને પ્રથમ પધરાવિયા, કીધાં ગોત્રજ સ્થાપન સાર. આ. ૧૭
થઇ વેળા વરઘોડાની તે સમે, થયા તતપર શ્રી રઘુવીર; આ.
આવ્યો તેડવા જનક પ્રધાન ત્યાં, શણગાર ધરાવ્યા રૂચીર. આ. ૧૮
જરકશિના જામા અંગે શોભતા, તિલક કુમકુમ અક્ષત સંગ;આ.
કાજળ બિંદુ કીધાં છેરે ગાલમાં, આંજી આંખડી શોભિયું અંગ.આ. ૧૯
કરમાં શ્રીફળ ફોફળ આપિયાં, મુક્યાં નાગરવેલિનાં પાંન; આ.
વરરાય ચઢ્યા ઘોડે કોડથી, ચાલી તતપર થઈને જાંન. આ. ૨૦

---*---

## ગીત ૧૨ મું.

"એક પાટણનો પોપટ પીળી પાંખનોરે
તેતો ભમ્યો ભમ્યો દેશ પરદેશરે, બીજે ક્યાંઇ મનડું માન્યું નહિરે"
એ રાગ.

વાહાલા લાગે વરરાય ઉમલાવિયારે,
રામ લાગ્યા પેહેલાં મુનિવર કેરે પાયરે; વરઘોડો વરણું છું
રઘુવીરનોરે.
રાજા દશરથને છે હરખ હૈયે ઘણોરે,
ગુરૂની સાથે ચાલે ધિમે ધિમે રાયરે. વરઘોડો. ૧
તોરા કલગિ શીર મુગટ રળિઆમણોરે,
વરને ઘાલ્યા કોટે મુક્તાં ફૂળના હારરે; વરઘોડો.
તીખો તુરંગ ચાલે નગરી વચે નાચતોરે,

ચારે ભ્રાત ચાલે સાથે સકુમારરે. વરઘોડો. ૨
અંગોઅંગની શોભા શું કવિ વરણુંવેરે,
પ્રભુને જોતાં જોતાં લાજે કોટિક કામરે; વરઘોડો.
કીર્ત્તિવંતા કિશોર વયમાં ચારે બાળકારે,
હરખી નરખી જોતા પુરના લોક તમામરે. વરઘોડો. ૩
માંડ મુકીને ગાતાઓ સાથે ચાલતીરે,
ઝાલ્યા નાંગણુ દિવા હરખે જમણે હાથરે; વરઘોડો.
ગોરી સરવે મળિને ગીત મધુરાં ગાયછેરે,
ગજ ગતિએથી ચાલે સૌ રાણીનો સાથરે. વરઘોડો. ૪
જોવા નગરની નારિયો ટોળે મળીરે,
વરને વધાવે મોતીડે ભરિ થાળરે; વરઘોડો.
મોહ પામ્યા લોક સરવે જનકપૂરનારે,
આપે આશિષ ઘણું જીવો દશરથ બાળરે. વરઘોડો. ૫
રૂડાં વાગે છે વાજિંત્ર નાના રંગમાંરે,
નાચે અપસરા ગાંધરવો ગીત ગાયરે; વરઘોડો.
ભાટ બંદિજન જશને વખાણુતારે,
ઠામે ઠામે જયની મંગળ ધ્વુની થાયરે. વરઘોડો. ૬
દેવ વિમાને બેશી જુવે આકાશમાંરે,
પુષ્પ વૃષ્ટિ કરતા સરવે દઇ આશિષરે; વરઘોડો.
ગુણ વરણવું રઘુપતિ નાથજીરે,
જય જયકાર થયો તે વેળા જુગદીશરે. વરઘોડો. ૭

## ગીત ૧૩ મું.

"વડુરે પાટણ વડું ધોળકું, કોઇ માળવે જાયરે"—એ રાગ.

વરરાય તોરણ આવિયા, સાસુ પોંખવા જાયરે.
અશ્વ ઉપરથી ઉતર્યા, ગીત ગોરડી ગાયરે. ૧
લાવિ દાસિયે ત્યાં મુકિયો, બાજઠ રત્ન જડિતરે;
તેહ ઉપર ઉભા રાયજી, બહુ પ્રેમ સહિતરે. ૨
સુનયના આવ્યાં પોંખવા, રાજા જનકની રાણીરે;
કુશકેતુની રાણી સુગતી, પોંખે ઉલટ આણીરે. ૩
પુજન કરાવ્યાં વિધી વડે, ચારે વરનાં ઉમંગેરે;
મધુપર્ક વિધિ આરતી કરી, આનંદ માય ના અંગેરે. ૪
વરરાયને પધરાવિયા, બાજઠ કનક ગણીનારે;
આવિ બેઠા ઠાગ જોઇને, જન જાન ભણીનારે. ૫
અન્ય રાજાને બેસાડિયા, ભલાં આદર દીજેરે;
સુંદરી સૌ મરજાદથી, બેસાડી ખંડ બીજેરે. ૬
કનકના થાળે પખાળિયા, વરરાયના પાયરે;
વેદ ભણે રૂષિ મુનિયો, પુજે મિથુલાનો રાયરે. ૭
લગ્ન ઘટિકાને બાંધિયાં, ઘડિ સાધવા ફાવીરે;
પધરાવિ કંન્યા ચારને, શણગાર સજાવીરે. ૮
અંતરપટ આડા ધર્યા, સાવધાન કરીનેરે;
વિપ્ર મંગળ વાણિ ઓચરે, રૂડા ભાવ ધરિનેરે. ૯
હસ્ત મેળાપ પછી કર્યા, વર કંન્યાના ત્યાંયરે.
સ્વસ્તિ વાચન બોલે તાણિને, વિપ્ર ગાંડવા માંયરે. ૧૦

વર કંન્યાને વિધી થકી, વરગાળ પેહેરાવીરે;
મંગળ ફેરા ફેરવ્યાં, રૂડો આનંદ લાવીરે. ૧૧
આપ્યાં કંન્યાદાન કોડથી, રાજા જનકે તે ટાગરે;
વિપ્ર સંતોષ પમાડિયા, દીધા જાચકને દાગરે. ૧૨
વરણી શકે નહિ શેષ ત્યાં, શોભા દેખતાં સારીરે,
કંસાર પીરસવા કારણે, આવે જનકની નારીરે. ૧૩

---

## ગીત ૧૪ મું.

"લાડો લાડી જમેરે કંસાર, કે ઉપર વંવાણુ ટળવળેરે"—એ રાગ.

લાડો લાડી જમેરે કંસાર, આનંદ ઉભરાવિયારે;
ગાતી ગીત ટોળે મળિ નાર, જોવાને લોક આવિયારે. ૧
હીરા મણિયે બાજઠ જડીત, તે પાસે લાવિ ગોઠવ્યોરે;
તે ઊપર જળ ઝારીના સહીત, કંચન થાળ મુક્યો નવોરે. ૨
સુનયનાએ સજ્યા શણગાર, સુમતિને સજાવિયાંરે;
વરકંન્યાને વાહાલેથી કંસાર, પિરસવાને આવિયાંરે. ૩
પિરસે રાણી હૈડે હરખાય, સાકર ઘીશું ભાવથીરે;
વરકંન્યા બે ભેગાં બેશી ખાય, આનંદની સીમા નથીરે. ૪
જુગતેથી જમાડે અન્યો અન્ય, સૈયરો હસે જોઇનેરે;
થયાં રાજા રાણિયો પ્રસંન, રહ્યાં છે સહુ મોહિનેરે. ૫
કંચન ઝારીથી આવિ પાસ, સાસુએ જળ આપિયાંરે;
હાથ ધોઈ કીધા મુખવાસ, જમિને હવે સજ થયાંરે. ૬
વર રાજાએ પાલવ ઝાલ્યા હાથ, સાસુના બહુ કોડથીરે;

આપેછે નજરાણો મિથુલા નાથ, કે હરખ માતો નથીરે. ૭
રૂડો સુકાગ વર કન્યાની જોડ, આશિષ એવી પામિયાંરે;
રાય જનકના પુર્યાં મનના કોડ, સરવ સુખિયાં થયાંરે. ૮

—o—

## ગીત ૧૫ મું.

"કુંવર પેંગડે પગ દેઈ ચઢિયા"—એ રાગ.

કીધી ગોત્રજ કેરિ પુજાય, પરણિ ઊઠિયાં વર કંન્યાય;
ગ દરસન કરિયાં છે પ્રીતે, ગુરૂ ચરણે નમ્યાં રૂડિ રીતે. ૧
ગ્યાં માત પિતાનેરે પાય, રાજા રાણિને હરખ ન માય;
ા સુખ મળ્યાં મન માગ્યાં, નભે દેવનાં દુંદભી વાગ્યાં. ૨
વકાર થયો સહુ ઠામે, બ્રહ્માનંદમાં સર્વ વિરામે;
નીત નીત આનંદની હેલી, ગીત ગાય છે રાણી સાહેલી. ૩
રૂડા મંગળ ઓછવ થાય, શિવ બ્રહ્મા મળિ ગુણ ગાય;
બહુ આનંદમાં દિન વામ્યા, રાજા જનક ઘણું સુખ પામ્યા. ૪
આપે પેહેરામણીરે ભુપાળ, પટકુળ, ભુષણ, મણિમાળ;
ગામ, સૈન્ય, સુખાસન દીધાં, દાસ, દાસી આપિ સુખ લીધાં. ૫
ય, ગજ, રથ, પાળા અપાર, આપ્યા મુક્તાફળનારે હાર;
સંતોષ જાનને રાય, કર જોડિને લાગિયા પાય. ૬
શણગારી કંન્યા વળાવી, રાય ઊભા વળાવવા આવી;
ભાવ્યાં સુનયના સુમતિ અનુપ, ભેટ્યા દશરથ રાયને ભુપ. ૭
મળ્યાં કૌશલ્યાને બેહુ રાણી, સુમિત્રાને ભેટ્યાં ભાવ આણી;
આંખે આંસુની ધાર વહેછે, માતા કન્યાને આશિષ દે છે. ૮

ઘણું રહેજો હેવાતણુ તારૂં, સુખ જોઇ ઠરે મન મારૂં;
એમ કંન્યાને આશિષ દીધી, સહુ જાનને વિદાય કીધી.
રથે બેઠા છે દશરથ રાય, બેઠાં રાણી સુખાસન માંય;
ચારે ભ્રાતના હાથિ છે ચાર, ચારે કંન્યાઓ સાથે છે સાર.
જાન સરવે અવધપુરિ આવી, સહુના શોકને નાંખ્યા સમાવી;
થયો શેહેરમાં આનંદ ભારી, ઘણાં સુખિ થયાં નરનારી.
જે કોઇ સિતા વિવાહને ગાશે, થાશે સુખ ઇછેલું પમાશે;
પુરે કોડ તેના રઘુનાથ, ભવમાં બુડતાં ઝાલેરે હાથ. ૧
પરણે વરકંન્યા જેહ જ્યાંય, ગાશે ભાવ આણી કોઇ ત્યાંય;
સુખિ થાશે તે સ્યામાને સ્વામી, ઘણું ઉગાશે આનંદ પામી. ૧
વિવા' ગાય કપડવણજ ગામ, સુત નરશીનો નાથજી નામ;
દ્વિજ તરવાડિ મેવાડા ખ્યાતી, ભાષા કીધી છે શુધ ગુજરાતી
વરે વરકંન્યા વાહલ વધારી, ગાય ગીત નઠારાં ત્યાં નારી;
તેને છોડી આ ગીત જે ગાશે, તેના જશ જગમાંય ગવાશે.
ગાનારીનો વધશેરે તોલ, ખુશી થાશે સાંભળિ બોલ;
સુંદર મંનનો શોક સમાયો, વિવા' રામ પ્રતાપથી ગાયો. ૧૪

### વલણ.

વિવાહ રામ પ્રતાપથી, વરણવિયો મેં આજરે;
નમી નમી કહુ નાથજી, બોલો શ્રી રઘુરાજરે.

---

## ઇતિ શ્રી સિતા વિવાહ સંપૂર્ણ.